॥ ॐ ॥

# ॥ श्रीसामवेदीयसंध्याप्रयोग. ॥


## योजनार:—महाराज श्री नथुरामशर्मा.


(old)


प्रकट करनार,

ગિરનારા કહાનજી જીવણરામ ઠાકર.

પોરબંદર, કાઠિયાવાડ.


"अकृत्वा वैदिकंनित्यं प्रत्यवायी भवेन्नरः" श्रुति.

**ભાવાર્થ:**—વેદપ્રતિપાદિત સંધ્યાવંદનાદિક નિત્યકર્મ નહિ કરીને દ્વિજ પાપરૂપ દોષને પામેછે.

संध्या येन न विज्ञाता संध्या येनानुपासिता।
जीवमानोभवेच्छूद्रो मृतः श्वा चाभिजायते॥

श्रीमरीचिऋषि ॥

**ભાવાર્થ**—જે દ્વિજે (બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યે) સંધ્યા જાણી નથી, અને સંધ્યોપાસના કરી નથી, તે દ્વિજને જીવતાં શૂદ્ર જાણવો, અને મુઆપછી કૂતરો થાયછે.


**અમદાવાદ.**

દાણાપીઠમાં "ગુજરાત ગેઝેટ" પ્રેસમાં છાપી.

દ્વિતીય સંસ્કરણ.   ૨૦૦૦ મી પ્રતિ.

શાકે ૧૮૧૫. સંવત ૧૯૫૦.


આ ગ્રંથ સામવેદી દ્વિજોને પ્રકટકર્તા તરફથી વિનામૂલ્યે મળે

# ભૂમિકા.

બ્રહ્માંડમાંના પ્રાણાપાનની સંધિસમયે પોતાના શરીરના પ્રાણતત્ત્વની તથા બુદ્ધિતત્ત્વની શુદ્ધિ કરવામાટે સમષ્ટિના પ્રાણરૂપ સૂર્યમાં રહેલા અંતર્યામીની ઉપાસનારૂપે જે કર્મ કરવામાં આવેછે તે સંધ્યા કહેવાયછે. બ્રહ્માંડમાંના પ્રાણાપાનની વિશેષ સમય રહેનારી સંધિ સવાર, બપોર, સાંજ અને અર્ધરાત્રિએ થાયછે. શરીરમાંના પ્રાણાપાનની વિશેષ સમય રહેનારી સંધિનો સમય પણ બહુધા તે જ હોયછે. એ રીતે પિંડ અને બ્રહ્માંડમાં જ્યારે પ્રાણાપાનનું વહન શિથિળ પડી તે બંનેની સંધિરૂપ જે સુષુમ્ણા તેનું વહન વર્તમાન હોય ત્યારે સંધ્યોપાસના કરવી એમ કૃપાળુ મહર્ષિઓએ નિર્માણ કર્યુંછે. મધ્યરાત્રિએ સંધ્યાવંદન કરવાનું કાર્ય દ્વિજોને કષ્ટદાયક જણાશે, એમ વિચારી તે પરમકારૂણિક મહર્ષિઓએ તે સમયમાટે આગ્રહ જણાવ્યો નથી, પણ માત્ર ત્રિકાળ સંધ્યા કરવાની જ આવશ્યકતા જણાવીછે.

**अहरहःसंध्यामुपासीत** ( દ્વિજે નિત્ય નિત્ય સંધ્યાવંદન કરવું. ) એમ શ્રીવેદભગવાનની આજ્ઞા છે. સ્મૃતિઓમાં પણ પૂજ્ય મહર્ષિઓએ દ્વિજોને સંધ્યાવંદન કરવાની બહુ બહુ અગત્યતા બતાવીછે. વળી લાગલાગટ ત્રણ દિવસ સંધ્યાવંદન નહિ કરવાથી દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય ) શૂદ્રભાવને પામેછે, એટલે કે તેનાં શરીર, ઇંદ્રિયો, પ્રાણ ને અંતઃકરણમાં બહુ તમોગુણ વ્યાપ્ત થાયછે; ને તેથી સદસત્ વિચારનો નિર્ણય કરવામાં તે અશક્ત થતો જાયછે. માટે પોતાનો ઉત્કર્ષ ઇચ્છનાર દ્વિજે યથાકાળે [illegible]

...તાં સૂતક અને [1]આપત્તિના સમયમાં પણ ...ધ્યાવંદન કરવા પ્રયત્ન કરવો જોઇએ.

મુદ્રા, ન્યાસ અને શાપવિમોચનાદિ તાંત્રિક ને ક્ષેપક વિષયો વૈદિકક્રિયામાં અગત્યના ન હોવાથી તે આ પુસ્તકમાં આપ્યા નથી. તેમ જ પ્રત્યેક મંત્રના આરંભમાં ઋષિ, દેવતા, છંદ ને વિનિયોગ સંસ્કૃતમાં બોલી જવાની આવશ્યકતા ન હોવાથી તે સંસ્કૃતમાં આપ્યા નથી, માત્ર ગૂજરાતીમાં આપેલછે.

પ્રાતઃકાળમાં જ્યારે નક્ષત્ર સ્પષ્ટ દેખતાં હોય ત્યારે પ્રાતઃસંધ્યાનો આરંભ કરે તો તે ઉત્તમ કાળ, નક્ષત્ર ન દેખાતાં હોય એવે સમયે આરંભ કરે તો તે મધ્યમ કાળ, અને સૂર્યોદય થયાપછી આરંભ કરે તો તે કનિષ્ટ કાળ છે. સાયંકાળે સૂર્ય સ્પષ્ટ દેખાતાં છતાં સંધ્યાવંદનનો આરંભ કરવો તે ઉત્તમ કાળ, સૂર્ય આથમી ગયાપછી આરંભ કરવો તે મધ્યમ કાળ ને નક્ષત્ર દેખાયા પછી આરંભ કરવો તે કનિષ્ટ કાળ જાણવો. દોઢ પ્રહર દિવસ ચઢ્યાપછીથી ઠેઠ સાયંકાળસુધી મધ્યાન્હસંધ્યાનો સમય ગણાયછે. પ્રાતઃસંધ્યાદિના જે ઉત્તમ સમય કહ્યા તેમનું ઉલ્લંઘન થઇ જાય તો પ્રાયશ્ચિત્તનિમિત્ત એક અર્ધ્ય વધારે આપવો. અત્યંત અશક્તિને લીધે સંધ્યાનો લોપ થયો હોય તો પ્રત્યેક સંધ્યાદીઠ સો સો ગાયત્રીનો જપ કરવો. ત્રણ કરતાં અધિક દિવસ સંધ્યાનો લોપ થયો હોય તો ઉપવાસાદિ પ્રાયશ્ચિત્ત કરવું. શ્રાદ્ધમાં જમ્યા હોય તો દશ ગાયત્રીવડે મંત્રીને જળ પીધા પછી સાંજની સંધ્યા કરવી.

## ॥ इतिशिवम् ॥

---

1 અનુકૂળતા ન હોવાથી આખી સંધ્યા ન થઇ શકે એમ હોય ... ગાયત્રીમંત્રનો જપ એ અવશ્ય કરવાં જોઇએ.

॥ ॐ ॥

# ॥ श्रीसामवेदीय संध्याप्रयोग.

પ્રાતઃકાળમાં ઉઠી પોતાના ઇષ્ટદેવનું ધ્યાન, સ્મરણ મંત્રનો જપ કરી પછી આંખો ધોઈ કોગળા કરી મળમૂત્ર કરવા જવું. પછી ગુદા, શિષ્ન તથા હાથપગને યથાવિધિ ધોઈ કે કરી યોગ્ય વૃક્ષનું બાર આંગળ લાંબું ને ટચલી આંગળી જેવું જાડું. સરલ ને છાલવાળું દાતણ એક સ્થળે બેસીને કરવું. પછી ઘેર સ્નાન કરવું હોય તો તે નીચેના વિધિપ્રમાણે ઉષ્ણોદકથી કરવું.

---

## उष्णोदकस्नानविधि.

ઘરે ગરમ* જળવડે સ્નાન કરવું. ટાઢા જળવડે કરવું નહિ. પાત્રમાં તીર્થભાવનાએ થોડું ટાઢું જળ રેડી તેઉપર ગરમ જળ નાંખવું. પછી **ॐ शं नो देवीरभिष्टय आपो भवन्तु पीतये। शं यो रभिस्रवंतु नः॥ ॐ आपःपुनंतु[1] ० ६०॥ ने ॐ आपोहिष्ठामयो[2] ० ६०॥** એ ઋચાઓવડે તે જળને અભિમંત્રી ગંગાદિ તીર્થોનું સ્મરણ કરી

---

* મરણ, પુત્રાદિકનો જન્મકાળ, સંક્રાંતિ, શ્રાદ્ધદિવસ, પોતાનો જન્મદિવસ, અને સ્પર્શને અયોગ્ય એવી વસ્તુનો સ્પર્શ એ નિમિત્ત હોય તો ઉષ્ણ જળે સ્નાન કરવું નહિ.

૧ આ મંત્ર મધ્યાહ્નસંધ્યામાં પૂરો આપેલ છે, માટે ત્યાં જુઓ.

૨ આ મંત્ર પ્રાતઃસંધ્યામાં પૂરો આપેલ છે માટે ત્યાં જાણો.

. સ્નાન કરવામાં આચમન, અઘમર્ષણ, અને
ાહે. સ્નાન કર્યાપછી આચમન ને માર્જન કરવાં.
કરી સૂકાયેલું વસ્ત્ર પહેરી સ્નાન સમયે પહેરેલું ભીનું
ઉતારવું. નીચોવેલું વસ્ત્ર ખભાઉપર ધરવું નહિ. જ્યા-
અશુચિ હોય ત્યારે તેણે મૌનપણે સ્નાન કરી પછી આચમન
પુનઃ વિધિપૂર્વક સ્નાન કરવું.

## गौणस्नान.

**ॐ आपोहिष्ठा***૪૦ મંત્રવડે અંગને પ્રોક્ષણ કરવું તે મંત્રસ્નાન, દશ ગાયત્રીમંત્રથીજળ મંત્રી તે જળથી અંગને પ્રોક્ષણ કરવું તે ગાયત્ર્યસ્નાન, ભસ્મથી સ્નાન કરવું (શરીરના ભાગોને થોડી થોડી ભસ્મ લગાડવી) તે આગ્નેયસ્નાન, વસ્ત્ર પલાળી તેવડે શરીરને લુંછવું તે કાપિલસ્નાન મૃતિકાથી સ્નાન કરવું તે પાર્થિવસ્નાન ને આત્મચિંતન કરવું તે માનસસ્નાન ગણાયછે. પ્રત્યેક સ્નાનને અંતે ધોયેલું વસ્ત્ર પહેરી ધોયેલું ઉપવસ્ત્ર ધારણ કરવું. ગૌણસ્નાન કરવાથી જપ, સંધ્યા, ઇત્યાદિ કરી શકાયછે, પરંતુ તેવા સ્નાનથી શ્રાદ્ધકર્મ, દેવપૂજા ઇત્યાદિ કરી શકાતું નથી. આ સ્નાનો માત્ર શરીરની અસુખાકારીના પ્રસંગમાં જ કરવાનાં છે. શરીર સ્વસ્થ હોય છતાં ગૌણસ્નાન કરી સંધ્યાદિ નિત્યકર્મ કરવું એ યોગ્ય નથી.

## भस्मनो त्रिपुंड्रनो विधि.

સ્નાન કરી રહ્યાપછી અંતમાં અને સંધ્યા, જપ, હોમ, વૈ-

--- જુઓ૪૮

શ્વદેવ, દેવપૂજન, યજ્ઞ, શ્રાદ્ધ, દાન ને સ્વા-... ભસ્મનાં ત્રિપુંડ્ર કરવાં જોઇએ. પ્રથમ ડાબા હાથમાં ભસ્. છી તેપર જમણો હાથ રાખી સંપુટ કરી "ॐ अग्निरिति भस्म, वायुरिति भस्म, जलमिति भस्म, स्थलमिति भस्म, व्योमेति भस्म, सर्वं ह्वा इदं भस्म, मन एतानि चक्षूंषि भस्मानि" એ મંત્રવડે તે મંત્રી તેમાં "ॐ आपोज्योतीरसोमृतं ब्रह्म भूर्भुवः स्वरोम्" એ મંત્રવડે જળ નાંખી પછી અને હાથની વચલી ત્રણ આંગળીઓવડે તે ભસ્મને ॐ त्र्यंबकं यजामहे सुगंधिं पुष्टिवर्द्धनम्। उर्वारुकमिव बंधनान्मृत्यो र्मुक्षीयमाऽमृतात् એ મંત્ર બોલી મસળવી, પછી સૂર્યને પ્રદર્શિત કરી તે ભસ્મવડે લલાટ, હૃદય, નાભી, કંઠ, ખભા, બાહુઓની સંધિઓ, પડખાં, અને શિર, એ સ્થાનકે "ॐ नमःशिवाय" એ મંત્રવડે ત્રિપુંડ્ર કરવાં.

## ॥ अथ प्रातःसंध्या. ॥

બહાર જળાશયમાં ટાઢે પાણીએ કે ઘેર ગરમ પાણીએ વિધિપૂર્વક સ્નાન કરી રહ્યાપછી પવિત્ર વસ્ત્ર પહેરી, ડાબા ખભાપર બીજું પવિત્ર ઉપવસ્ત્ર રાખી, પવિત્ર સ્થળે પવિત્ર [1] આસનપર પૂર્વાભિમુખે

[1] દર્ભનું, મૃગચર્મનું, વાંભસ્નું કે ઉનનું આસન સંધ્યાવંદનના કામમાં લેવું. કેવળ પૃથ્વીપર કે લોઢું જડેલા લાકડાના આસનપર બેસી સંધ્યાવંદન કરવું નહિ.

.ના બેસવું. આગળ બે તરભાણી, [2]પવિત્ર જળથી ...પાત્ર, આચમની, અર્ધ્યપાત્ર તથા અર્ઘ્યપ્રદાન કરવાના જળનું પાત્ર એ [3]રાખવાં. પછી સ્વસ્થ થઇ ભસ્મ( વિભૂતિ )નાં, શરીરના લલાટાદિ ભાગપર વિધિપૂર્વક ત્રિપુંડ્ર કરવાં. પછીથી હાથ ધોઈ નીચે લખેલો ગાયત્રીમંત્ર બોલી શિખા બાંધવી:-

**ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ॥ धियो यो नः प्रचोदयात् ॥[4]**

---

૨. એ પાણી ફીણવાળું, પરપોટાવાળું, ઊનું, ખારૂં, કિંવા ડોળું ન જોઇએ. મલિન જળ હોય તો તેને શુદ્ધ કરી ઉપયોગમાં લેવું. ઊનું જળ શુદ્ધ હોય ને તેવિના બીજું ટાઢું જળ અપ્રાપ્ય હોય તો તેને ટાઢું પાડી કામમાં લેવું. જે દેશનું પાણી પૃથ્વીના દોષને લીધે ખારાશવાળું જ છે, તે દેશમાં તેવા જળને ગાયત્રીમંત્રથી અભિમંત્રી ઉપયોગમાં લેવું.

૩. એ પાત્રો તાંબા કિંવા રૂપાનાં હોવાં જોઇએ.

૪. ગાય+ત્રી=ગાયત્રી—ગાનાર( યથાવિધિ જપ કરનાર )ને પાપથકી તારનાર.

ॐ એ શબ્દ ઇશ્વરનો વાચક છે. ને પ્રત્યેક વૈદિકમંત્રના આરંભમાં તેનો ઉચ્ચાર કરવાની આવશ્યકતા છે. **भूः भुवः स्वः** એ ત્રણ વ્યાહૃતિ છે. ત્રણ વેદમાંથી સારરૂપે ખેંચી કાઢેલ જે ત્રણ અથવા સાત શબ્દો તે વ્યાહૃતિ કહેવાયછે. એ ત્રણ વ્યાહૃતિ અહીં સૂર્યના વિશેષણરૂપે વપરાયેલી છે. ને તેમનો ક્રમથી પૃથ્વી, અંતરિક્ષ ને સ્વર્ગ એવો અર્થ થાયછે. આઠ આઠ અક્ષરનું એક ચરણ એ... ગાયત્રી થાયછે; માટે તેને ત્રિપદા પણ કહે-

પછી હાથ ધોઈ જમણા હાથના ...
ળ લઈ, તે હાથનો અંગુઠો તથા ટચલી આંગળી જુદા ર.
તે હાથને ડાબા હાથની તર્જની આંગળી અડાડી રાખી, આચમન[૫] કરી તે હથેળીને ધોઈ નાંખવી. [આચમન લઈ રહ્યા પછી પ્રત્યેક સમયે તે હથેળી ધોવાની છે એ સ્મરણમાં રાખવું.]

પછીથી આચમનીમાં જળ લઈ નીચે બતાવેલી રીતે સંધ્યોપાસનાનો સંકલ્પ કરી તે જળ તરભાણીમાં નાંખવું.

**अत्राद्य महामांगल्यप्रद अमुकमासे[૬] अमुकपक्षे[૭] अमुक-**

---

છે. પહેલા ચરણમાં **ण्यं** છે તેનું **णियं** ગણવાથી તેના **तत्सथी दयात्** સુધીના ૨૪ અક્ષરો થાયછે. તે આ પ્રમાણેઃ-

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| त | त्स | वि | तु | र्व | रे | णि | यं, | भ | र्गो | दे | व | स्य, |

| ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| धी | म | हि, | धि | यो | यो | नः | प्र | चो | द | यात्॥ |

શબ્દાર્થઃ-પૃથ્વી, અંતરિક્ષ [ને] સ્વર્ગને ઉત્પન્ન કરનાર, દેવ(સૂર્ય)નું જે [ઉત્તમ તેજ] અમારી બુદ્ધિને [ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં] પ્રેરેછે તે ઉત્તમ તેજનું [અમે] ધ્યાન કરીએ છીએ.

૫. આચમન કરતી વેળા હસવું કે બોલવું નહિ, તેમ જ આડું અવળું જોવું નહિ. પગમાં પાદુકાદિ કાંઈ ન પહેરવું. ગળામાં વસ્ત્રાદિ ન વીંટાળવું, તેમ જ માથે પણ વસ્ત્રાદિ કાંઈ ન બાંધવું. આચમન અંગુઠાના મૂળ આગળથી કરવું.

૬. અહીં જે માસ હોય તે કહેવો:—જેમ **कार्तिकमासे, मार्गशीर्षमासे, पौषमासे, माघमासे, फाल्गुनमासे** ઇ૦

यथावर्तमाननक्षत्रयोगकरणलग्नमुहूर्तस-
एवं ग्रहगणविशिष्टायां शुभपुण्यतिथौ ममोपात्तदुरित-
क्षयार्थं प्रातःसंध्योपासनमहं करिष्ये ॥

પછી નીચેના મંત્રો [ એના સિંધુદ્વીપ ઋષિ, જળ દેવતા, ને ગાયત્રી છંદ છે. માથાપર માર્જન કરવામાં તેનો ઉપયોગ છે. માર્જન પ્રત્યેક ચરણને અંતે કરવું જોઇએ. કેટલાકને મતે પ્રથમ ગાયત્રીવડે ને પછી આ મંત્રોવડે માર્જન કરવું એમ છે. ] બોલી મસ્તકપર માર્જન કરવું—જમણા હાથનાં આંગળાંઓદ્વારા કે દર્ભદ્વારા માથાપર થોડું જળ છાંટવું:–

---

शाखमासे, ज्येष्ठमासे, आषाढमासे, श्रावणमासे, भाद्रपदमासे, आश्विनमासे.

૭. અહીં જે પક્ષ હોય તે કહેવો:—જેમ **शुक्लपक्षे, कृष्णपक्षे.**

૮. અહીં જે તિથિ હોય તે કહેવી:—જેમ **प्रतिपत्तिथौ, द्वितीयायांतिथौ, तृतीयायांतिथौ, चतुर्थ्यांतिथौ, पंचम्यांतिथौ, षष्ठ्यांतिथौ, सप्तम्यांतिथौ, अष्टम्यांतिथौ, नवम्यांतिथौ, दशम्यांतिथौ, एकादश्यांतिथौ, द्वादश्यांतिथौ, त्रयोदश्यांतिथौ, चतुर्दश्यांतिथौ, पौर्णमास्यांतिथौ, अमावास्यांतिथौ.**

૯. અહીં જે વાર હોય તે બોલવો:—જેમ **रविवासरे, सोम- बुधवासरे, गुरुवासरे, भृगुवासरे, शनिवासरे.**

ॐ आपोहिष्ठामयोभुवस्ता०..

चक्षसे ॥ १ ॥[10] ॐ योवः शिवतमोरसस्तस्यभा०

उशतीरिवमातरः ॥ २ ॥[11] ॐ तस्माऽअरङ्गमामवोयस्यक्षयाय

जिन्वथ ॥ आपो जनयथाचनः ॥ ३ ॥[12]

---

૧૦. શબ્દાર્થઃ—હે પાણી ! [તમે સર્વ પ્રાણિઓને] સુખ આપનાર થાઓ. [તેવા] તમે અમને અન્નમાટે સ્થાપો, (અમોને સઘળી જાતના અન્નની પ્રાપ્તિ યોગ્ય કરો), [ તથા અમને ] મોટા રમણીય સમ્યક્ જ્ઞાનમાટે [ યોગ્ય કરો ]. ૧.

૧૧. શબ્દાર્થઃ—[ હે પાણી ! ] જે તમારો અત્યંત કલ્યાણકારી રસ [છે], તે [રસ]ની અમને અહીંઆં પ્રાપ્તિ કરો, [પુત્રનું ભલું] ઇચ્છતી માની પેઠે. [ અર્થાત્ જેમ મા પોતાના દીકરાનું કલ્યાણ ઇચ્છતી તેનું, દૂધ વગેરે રસથી પોષણ કરેછે, તેમ હે જળ ! તમે અમારૂં પોષણ કરો. ] ૨.

૧૨. શબ્દાર્થઃ—હે પાણી ! જે [અન્ન]ના નિવાસમાટે [તમે ઓષધિને] તૃપ્ત કરોછો, તે[અન્ન]માટે [અમે] તમને ચારે ભણીથી પામીએછીએ. વળી [હે જળ ! તમે] અમને [પુત્રપૌત્રાદિ] ઉત્પન્ન કરવામાં સમર્થ કરો. ૩.

ગાયત્રીનું આવાહન કરવાની જેને ઇચ્છા થાય તેણે માર્જન કર્યાપછી બંને હાથ જોડી રાખી નીચેના મંત્રોવડે આવાહન કરવું:—

पूर्वासंध्यातुगायत्री, रक्तांगीरक्तवाससा ।

अक्षसूत्रधरादेवी, कमंडलुसमन्विता ॥ १ ॥

हंसस्कंधसमारूढा, तथाचब्रह्मदैवता ।

... ...યામ કરવા. પ્રાણાયામનો સામાન્યવિધિ ... છે:—

આંખો બંધ રાખી મૌન ધારણ કરી ડાબા નસકોરાદ્વારા થોડો રેચક કરી પછી જમણા હાથની અનામિકા તથા ટચલી આંગળીથી નાકનું ડાબું છિદ્ર દબાવી, જમણા છિદ્રદ્વારા બહારના અમૃતમય વાયુનું યથાશક્તિ આકર્ષણ કરવું. એ વેળાએ ગુદાને સંકોચવી. પછી અંગુઠાવડે જમણું છિદ્ર પણ રોકી દેવું; અને ડોકને નીચી નમાવી નીચેના મંત્રનું મનમાં ત્રણવાર સ્મરણ કરતાસુધી તે પૂરેલા પવનને રોકી રાખવો. પછી ડોકને પૂર્વવત્ ઊંચી કરી, નાભીને બરડાભણી ખેંચી ડાબા છિદ્રવાટે અંતરના પવનને ધીરે ધીરે બહાર કાઢવો. આ એક પ્રાણાયામ થયો[13]. આવા ત્રણ પ્રાણાયામ કરવાના છે:—

**ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः ॐ तपः ॐ सत्यं ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॐ आपोज्योतीरसोमृतं ब्रह्म भूर्भुवः**

---

**कुमारीऋग्वेदमुखी, ब्रह्मणासहआवह ॥ २ ॥**

**आयाहिवरदेदेवि, त्र्यक्षरेब्रह्मवादिनि ।**

**गायत्रिछंदसांमातर्, ब्रह्मयोनिनमोस्तुते ॥ ३ ॥**

૧૩. આ આરંભના સાધકમાટે કર્મકાંડની પદ્ધતિના પ્રાણાયામ સમજવા. પૂરકથી ચારગણો કુંભક તથા બમણો રેચક કરવો ... ...ક્રિયા કઠિણ હોવાથી આમાં આપી નથી.

स्वरोम् ॥ १४

પછીથી નીચેનો મંત્ર [ એના નારાયણ ઋષિ, સૂર્ય . . પ્રકૃતિ છંદ છે; ને મંત્રાચમન લેવામાં તેનો ઉપયોગ છે.] બોલી આચમન લેવું:—

ॐ सूर्यश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षंतां, यद्रात्र्यापापमकार्षं, मनसावाचाहस्ताभ्यां, पद्भ्या-मुदरेण शिष्ना, रात्रिस्तदवलुंपतु, यत्किंचिद्दुरितंमयि, इद-

---

૧૪. ૐકાર એટલે પ્રણવના બ્રહ્મા ઋષિ, પરમાત્મા દેવતા, ને દૈવીગાયત્રી છંદ છે. વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, અત્રિ, વસિષ્ઠ ને કશ્યપ, એ સાત, સાત વ્યાહૃતિના ઋષિ છે. અગ્નિ, વાયુ, આદિત્ય, બૃહસ્પતિ, વરુણ. ઇંદ્ર ને વિશ્વેદેવા એ સાત, સાત વ્યાહૃતિના દેવતા છે. ને ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ્ ને જગતી એ સાત, સાત વ્યાહૃતિના છંદો છે. ગાયત્રી-મંત્રના વિશ્વામિત્ર ઋષિ, સવિતા દેવતા ને ગાયત્રી છંદ છે. ગાયત્રીના શિરના પ્રજાપતિ ઋષિ; બ્રહ્મા, અગ્નિ, વાયુ ને આદિત્ય દેવતા; ને યજુષ્ છંદ છે. એ બધા મંત્રનો પ્રાણાયામમાં ઉપયોગ છે.

ગાયત્રીની આગળ જે સાત વ્યાહૃતિ છે, તે સૂર્યના વિશેષણરૂપે છે, ને ગાયત્રીનો શિરોભાગ પણ સૂર્યના વિશેષણરૂપે છે. એ સાત વ્યાહૃતિવડે એ નામના સાત લોક સમજવા. ગાયત્રીના શિરોભાગનો શબ્દાર્થ આ પ્રમાણે છે:—જળરૂપ, જ્યોતિરૂપ, રસરૂપ, અમૃતરૂપ, વ્યાપકરૂપ, ઉપજાવનાર, રક્ષણ કરનાર, લય કરનાર, [ તથા ] ઓંકારરૂપ.

...તષિ जुहोमि, स्वाहा ॥ [१५]

...નાણે આચમન કરી રહ્યાપછી જમણી હથેળીમાં ..ળ રાખી ડાબા હાથના અંગુઠાવડે નાકનું ડાબું છિદ્ર દબાવી રાખી જમણી હથેળીને નાકના જમણા છિદ્ર આગળ રાખી, નીચેનો મંત્ર એક શ્વાસે એકવાર મનમાં બોલી, તે નાસિકાદ્વારા તે હથેળીમાંના જળપર રેચક કરવો. પછી તે જળને જોયાવગર ડાબા હાથ ભણી ફેંકી દેવું; ને તે જળમાં નિકળેલા પાપ પુરૂષના હજારો કડકા થઇ ગયા એવી ભાવના કરવી:—

ॐ ऋतंच सत्यंचाभीद्धात्तपसोऽध्यजायत ॥ ततो रात्र्यजायत ततःसमुद्रोऽर्णवः ॥ समुद्रादर्णवादधिसंवत्सरो अजायत ॥ अहोरात्राणि विदधद्विश्वस्य मिषतो वशी ॥ सूर्याचंद्रमसौ धाता यथापूर्वमकल्पयत् ॥ दिवंच पृथिवीं चांतरिक्षमथोस्वः ॥ [१६] [આ મંત્રના અઘમર્ષણ ઋષિ, અનુષ્ટુપ્ છંદ ને ભા-

---

૧૫. શબ્દાર્થ:—સૂર્ય તથા યજ્ઞ અને યજ્ઞના પતિઓ (ઇંદ્રાદિ દેવો) અસાંગયજ્ઞકૃત પાપોથી મારી રક્ષા કરો. [ મેં ] રાત્રિએ મનથી, વાણીથી, હાથથી, પગથી, પેટથી [ને] લિંગથી જે પાપ કર્યું હોય, તે [પાપ] રાત્રિ દૂર કરો. [તથા] મારામાં જે કાંઈ પાપ [હોય તે થકી] મારૂં [રક્ષણ કરો]. હે જળ! આ [પાપ] હું મોક્ષના કારણરૂપ હૃદયના મધ્યમાં રહી પ્રકાશ કરનાર સૂર્યમાં [ આચમનવડે ] હોમુંછું, [ તે ] સારી રીતે હોમેલું થાઓ.

..શબ્દાર્થ—સર્વત્ર પ્રકાશમાન્ એવા પરબ્રહ્મથી પ્રથમ પ્ર-

વૃત્ત દેવતા છે. ને અઘમર્ષણ કરવા.

એવી રીતે અઘમર્ષણ કરી રહ્યાપછી આચમન ...
સૂર્યના સામા ઉભા રહી, ખોબામાં કિંવા અર્ઘ્યપાત્રમાં જળ લઇ ... ણવ ત્રણ વ્યાહૃતિસહિત ગાયત્રીમંત્રવડે સૂર્યને ત્રણ અર્ઘ્ય આપવા. અનુકૂળતા હોય તો એ અર્ઘ્ય ચંદન, અક્ષત તથા પુષ્પસહિત આપવા. દિવસ ઉગી ગયાપછી સંધ્યા કરવામાં આવે તો પ્રાયશ્ચિત્તનિમિત્ત પુષ્પસહિત એક ચોથો અર્ઘ્ય ઉપરની રીતે આપવો. [ અર્ઘ્ય આપતી વેળા તર્જની તથા અંગુઠાને અડવાં દેવાં નહિ. ને ખોબાને ઉંચો લાવી સૂર્યને અર્પણ કરતા હોઇએ તેમ બીજી તરભાણીમાં થોડું જળ નાંખી, તેમાં કે બીજી પવિત્ર જગ્યાએ તે જળ ફેંકવું. ]

પછી બંને પગના ફણાપર ઉભા રહીને તથા બંને હાથ ઊંચા કરીને નીચેના બે મંત્રોદ્વારા સૂર્યનું ઉપસ્થાન કરવું [ એ મંત્રોમાંના પહેલા મંત્રના પ્રસ્કણ્વ ઋષિ, ને ગાયત્રી છંદ છે. બીજાના કૌત્સ ઋષિ, ને ત્રિષ્ટુપ્ છંદ છે. બંનેના દેવતા સૂર્ય છે. સૂર્યનું ઉપસ્થાન કરવામાં તેમનો ઉપયોગ છે. ]:—

**ॐ उदुत्यं जातवेदसं देवं वहन्ति केतवः । दृशे विश्वाय**

---

કૃતિ તથા મહત્તત્ત્વ ઉપજ્યાં. પછી અહંકાર ઉપજ્યો. પછી પરિણામ પામનાર તન્માત્રાસમૂહ [ઉપજ્યો]. પરિણામ પામનાર તન્માત્રાસમૂથી સ્થૂળભૂતસમૂહ ઉત્પન્ન થયો. [ પછી ] વિશ્વને રચવામાં સમર્થ બ્રહ્મા પૂર્વ કલ્પપ્રમાણે દિવસરાત્રિના વિભાગ કરનાર સૂર્યચંદ્રમા સૃજતા હવા. [તેમ જ] મહર્લોક તથા પૃથ્વી અને અંતરિક્ષ તથા સ્વર્ગલોક [ પણ સૃજતા હવા ]

...नामुदगादनीकं चक्षुर्मित्रस्य वरु-
...आप्राद्यावापृथिवी अन्तरिक्षं सूर्य आत्मा जग-
तस्तस्थुषश्च ॥ २ ॥[१७]

ઉપસ્થાન થઈ રહ્યાપછી ઉભા રહીને સ્થિર ચિત્તે દશ, અઠ્ઠાવિશ, એકસો આઠ, કે એક હજાર આઠ ગાયત્રીમંત્રનો જપ અર્થના સ્મરણપૂર્વક કરવો. જપ કરમાળા[અનામિકાનો વચલો વેઢો પછી તેનો પહેલો વેઢો, પછી ટચલીનો પહેલો, બીજો, ને ત્રીજો વેઢો, પછી અનામિકા ને મધ્યમાના ઉપલ્યા વેઢા ને છેવટ તર્જનીનો ત્રીજો, બીજો ને પહેલો વેઢો મળીને કરમાળા થાયછે. મધ્યમાનો પહેલો તથા બીજો વેઢો એ કરમાળાનો સુમેરૂ ગણાયછે.]થી કિંવા રૂદ્રાક્ષની માળાથી હાથને નાભીપર રાખી તેપર વસ્ત્ર ઢાંકી કરવાનો છે.[૧૮]

---

૧૭. શબ્દાર્થઃ—તે પ્રકાશરૂપ દેવ સૂર્યને, કિરણો જગતના પ્રકાશનેમાટે ઉત્કર્ષથી ધારણ કરેછે—ઉંચે લઇ જાયછે. [તે સૂર્યને અમે પામીએછીએ.] ૧.

દેવતાઓના સમૂહરૂપ, મિત્રદેવતાના વરૂણદેવતાના [ને] અગ્નિદેવતાના ચક્ષુરૂપ, [આ સૂર્ય] વિચિત્રતાથી ઉદય પામેછે. જંગમ અને સ્થાવરના આત્મારૂપ [આ] સૂર્ય [પોતાનાં કિરણના સમૂહથી] સ્વર્ગ, પૃથ્વી [તથા] અંતરિક્ષને વ્યાપ્ત કરેછે. ૨.

૧૮. જેણે ગાયત્રીનું આવાહન કર્યું હોય તેણે જપ કર્યાપછી નીચેનો મંત્ર બોલી ગાયત્રીનું વિસર્જન કરવું. વિસર્જનનો મંત્ર બોલતીવેળા બંને કરતલો સૂર્યસામાં રાખવાંઃ—

...जाता, भूम्यां पर्वतवासिनी ।

પછી ગુરૂ, દેવ અને બ્રાહ્મણને,
હાથ રાખી નમસ્કાર કરવા.[19]

પછી આચમનીમાં જળ લેઈ **अनेन प्रातःसंध्याख्येनकर्मणा. श्रीभगवान् परमेश्वरः प्रीयतां न मम ॥ ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥** એમ બોલી તે જળ તરભાણીમાં નાંખી સંધ્યાની સમાપ્તિ કરવી.

**॥ इति प्रातःसंध्या ॥**

---

## ॥ अथ मध्याह्नसंध्या ॥

મધ્યાહ્નસંધ્યામાં જે વિશેષ કિંવા ભિન્નપણું છે, તે દર્શાવવામાં આવે છે. મધ્યાહ્નસંધ્યા પણ પૂર્વાભિમુખે બેસીને કરવી.

સંકલ્પમાં—**मध्याह्नसंध्योपासनमहंकरिष्ये**[20] એમ કહેવું.[21]

---

**ब्रह्मणा समनुज्ञाता, गच्छ देवि यथासुखं ॥ १ ॥**

૧૯. જોડેલા હાથથી આચાર્યના સ્વરૂપની ભાવના કરી તેમને નમસ્કાર કરવા. અને પછી જોડેલા હાથ પ્રદક્ષિણાની રીતે માથાની આસપાસ ફેરવી નીચેનો મંત્ર બોલી સૂર્ય તથા અગ્નિ આદિ દેવને અને બ્રાહ્મણોને નમસ્કાર કર્યાની, નમન કરી ભાવના કરવી.

**ॐ आसत्यलोकात्पाताला दालोकालोकपर्वतात् ।**
**ये संति ब्राह्मणादेवा स्तेभ्यो नित्यं नमोनमः ॥ १ ॥**

૨૦. શબ્દાર્થઃ—હું મધ્યાહ્ન સંધ્યાની ઉપાસના કરીશ.

૨૧. જો ગાયત્રીનું આવાહન કરવું હોય તો તે નીચેના મંત્રોદ્વારા કરવું:—

...(એના વામદેવ ઋષિ, અનુષ્ટુપ્ છંદ
... છે. ને આચમન લેવામાં તેનો ઉપયોગ છે)દ્વારા લેવું:-

**ॐ आपः पुनंतु पृथिवीं पृथ्वी पूता पुनातु मां ॥ पुनंतु ब्रह्मणस्पतिर्ब्रह्मपूतापुनातु मां ॥ यदुच्छिष्टमभोज्यंचयद्वादुश्चरितंमम ॥ सर्वंपुनंतुमामापोऽसतांचमतिग्रहंस्वाहा ॥**[22]

ગાયત્રીમંત્રવડે સૂર્યને એક અર્ઘ્ય ઊંચે ઉછાળીને આપવો.
ગાયત્રીમંત્રનો જપ હૃદય આગળ હાથ રાખી તેપર વસ્ત્ર ઢાંકીને કરવો.

સમાપ્તિમાં **अनेन मध्याह्नसंध्याख्येन** ૪૦ કહેવું.

બાકીનું બીજું બધું પ્રાતઃસંધ્યાપ્રમાણે કરવું.

**॥ इति मध्याह्नसंध्या ॥**

---

**मध्याह्नकाले या संध्या, श्वेतांगी श्वेतवाससा ।**
**वृषस्कंधसमारूढा, तथा च रुद्रदैवता ॥ १ ॥**
**युवायजुर्वेदमुखी, रुद्रेण सह आवह ।**
**आयाहि वरदे देवि, त्र्यक्षरे रुद्रवादिनि ॥ २ ॥**
**सावित्रि छंदसां माता, रुद्रयोनि नमोस्तु ते ॥**

૨૨. શબ્દાર્થ:—જળ પૃથ્વીને(સ્થૂળ શરીરને) પવિત્ર કરો, પવિત્ર થયેલી પૃથ્વી (સ્થૂળ શરીર) મને (ક્ષેત્રજ્ઞને) પવિત્ર કરો. વળી તે જળ બુદ્ધિને પવિત્ર કરો, પવિત્ર થયેલી બુદ્ધિ મને પવિત્ર કરો. જે એઠું અને નિંદિત ભોજ્ય તથા જે અપ્રતિગ્રહનો પ્રતિગ્રહ [ગ્રહણ ...] ... મારામાં દુરાચરણ [હોય તે] સર્વથી જળ

## ॥ અથ सायंस॰॰.

સાયંસંધ્યામાં જે વિશેષ કિંવા ભિન્નપણું છે તે દર્શાવવા.

સંકલ્પમાં—**सायंसंध्योपासनमहंकरिष्ये** એમ કહેવું.[23]

મંત્રાચમન નીચેનો મંત્ર બોલીને લેવું:—

**ॐ अग्निश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्योरक्षंतां, यदह्नापापमकार्षं, मनसावाचाहस्ताभ्यां, पद्भ्यामुदरेणशिश्ना, अहस्तदवलुंपतु, यत्किंचिदुरितंमयि, इदमहंमाममृतयोनौ, सत्येज्योतिषि जुहोमि, स्वाहा॥**[24]

---

મને પવિત્ર કરો. આ [આચમનવડે તે સર્વ પાપો] સારી રીતે હોમેલ થાઓ.

૨૩. ગાયત્રીનું આવાહન કરવું હોય તો તે નીચેના મંત્રોવડે કરવું:—

**अपराण्हेतु या संध्या, कृष्णांगी कृष्णवाससा ।**
**गरुडस्कंधसमारुढा, तथा च विष्णुदैवता ॥ १ ॥**
**वृद्धा [illegible], विष्णुना सह आवह ।**
**आयाहि वरदे देवि, त्र्यक्षरे विष्णुवादिनि ॥ २ ॥**
**सरस्वति छंदसां मातर्, विष्णुयोनि नमोस्तुते ॥**

૨૪. શબ્દાર્થઃ—અગ્નિ તથા યજ્ઞ અને યજ્ઞના પતિઓ (ઇંદ્રાદિ દેવો) અસાંગયજ્ઞકૃત પાપોથી મારી રક્ષા કરો. મનથી, વાણીથી, પગથી, પેટથી [ને] લિંગથી દિવસે [મેં] જે પાપ કર્યું હોય, તે [પાપ] દિવસ દૂર કરો, [તથા] મારામાં જે કાંઈ પાપ [illegible]

ઋષિ, અગ્નિ દેવતા, ને પ્રકૃતિ છંદ છે.
...ના તેનો ઉપયોગ છે. ]

ગાયત્રીજપ બેસીને નાસિકાગ્રપાસે હાથ રાખી તેપર વસ્ત્ર ઢાંકી કરવો.

સાયંસંધ્યા પશ્ચિમાભિમુખે કરવી. ને ગાયત્રીજપ પણ તે જ દિશાભણી મુખ રાખીને કરવો.

સમાપ્તિમાં **अनेन सायंसंध्याख्येन** ઇ૦ કહેવું.

બાકીનો ભાગ પ્રાતઃસંધ્યાપ્રમાણે.

**॥ इति सायंसंध्या ॥**

## ॥ इति सामवेदीय संध्याप्रयोग. ॥

---

## सूतकमां संध्या करवानो विधि.

પ્રથમ મંત્રરહિત આચમન લેવું. **ॐ आपो॰** ઇ૦ મંત્રો મનમાં ભણીને માર્જન કરવું. પ્રાણાયામ મંત્રરહિત કરવા. ગાયત્રીમંત્ર સારી રીતે બોલીને તેવડે સૂર્યને અર્ધ્યપ્રદાન કરવું. **ॐसूर्यश्च॰** એ મંત્રથી આચમન ન કરવું તેમ ઉપસ્થાન પણ ન કરવું. દશ ગાયત્રીનો માનસિકજપ કરવો.

---

હે જળ! આ[પાપ]ને હું હૃદયમાં રહી પ્રકાશ કરનાર મોક્ષના કારણ ...માં [આચમનવડે હોમુંછું. તે] સારી રીતે હોમેલું થાઓ.

## ॥ अथ यज्ञोपवीतधारणम् ॥

સૂતકની તથા ગ્રહણની સમાપ્તિએ કે ચાર માસ, આકસ્મિક તુટી જાય ત્યારે કે એવે જ બીજે પ્રસંગે નીચેના વિધિપ્રમાણે નવું જનોઇ ધારણ કરવું:—

પ્રથમ આચમન લઇ એક પ્રાણાયામ કરવો. પછી હાથમાં જળ લઇ **अत्राद्य महामांगल्यप्रद अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम श्रौतस्मार्तकर्मानुष्ठानसिद्ध्यर्थं संस्कारपूर्वकनवीनयज्ञोपवीतधारणमहं करिष्ये ॥**

એમ બોલી તે જળ તરભાણીમાં કે નીચે નાંખવું. પછી જનોઇ હાથમાં લઇ તેનું જળથી પ્રક્ષાલન કરવું. પછી હથેળીમાં જળ લઇ દશ ગાયત્રીવડે તે જળનું અભિમંત્રણ કરી તે જળથી યજ્ઞોપવીતનું સંપ્રોક્ષણ કરી પછી બંને હાથ ઊંચા કરી તેમાં જનોઈ રાખી નીચેના મંત્રો ભણી ડાબો હાથ નીચો કરી ડાબા ખભાપર ડાબા હાથદ્વારા તે ધારણ કરવું. ગૃહસ્થ હોય તેણે તેવી જ રીતે બીજું જનોઈ પણ ધારણ કરવું:—

**ॐ यज्ञोपवीतं परमं पवित्रं, प्रजापतेर्यत्सहजं पुरस्तात् ।**
**आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं, यज्ञोपवीतं बलमस्तु तेजः ॥१॥**
**ॐ यज्ञोपवीतमसि यज्ञस्य त्वा यज्ञोपवीतेनोपनह्यामि ॥२॥**

ત્યારપછી આચમન કરી યથાશક્તિ ગાયત્રીજપ કરી પછી જૂનું ઉપવીત **ॐ समुद्रं गच्छ स्वाहा** એ મંત્ર બોલી કાઢી નાંખવું. ને કરેલો જપ શ્રીસૂર્યભગવાનને નીચેપ્રમાણે બોલી અર્પણ કરવો:—**अनेन नवयज्ञोपवीतधारणार्थे कृतेन यथाशक्ति गायत्रीजपकर्मणा श्रीसविता देवता प्रीयतां न मम ॥ ॐ [illegible] ॥**

---

## भोजनविधि.

..નપાત્ર સાથે રાખી, પવિત્ર સ્થળે પૂર્વ આદિ દિશાભણી મુખ રાખીને બેસી, જળનું મંડળ કરી, તેપર ભોજનપાત્ર મૂકવું. તેમાં રાંધેલું અન્ન પિરસાઈ રહ્યાપછી હાથમાં જળ લઈ ગાયત્રીમંત્રવડે તે પાત્રમાં પિરસેલા અન્નને પવિત્ર કરવું. પછી દિવસે **सत्यं त्वर्तेन परिषिंचामि** એ મંત્રવડે, તથા રાત્રિએ **ऋतंत्वासत्येनपरिषिंचामि** એ મંત્રવડે પાત્રની આસપાસ પ્રદક્ષિણાની રીતે જળધારા કરવી. પછી તે ધારાના જમણા ભાગમાં જમણી ભણીથી ડાબી ભણી જાય એમ ભાતના ત્રણ બલિ મૂકવા; તે આ પ્રમાણે:—૧ લો. **ॐ भूपतयेनमः॥** ૨ જો. **ॐ भुवनपतयेनमः॥** ૩ જો. **ॐ भूतानांपतयेनमः॥** પછી **ॐ अमृतोपस्तरणमसिस्वाहा** એ મંત્ર બોલી આચમન લેવું. પછી ડાબા હાથની મધ્યમા (વચલી), અનામિકા અને અંગુઠાવડે ભોજનપાત્રને સ્પર્શ કરીને તથા મૌન ધારણ કરીને **ॐ प्राणायस्वाहा, ॐ व्यानायस्वाहा, ॐ अपानायस्वाहा, ॐ समानायस्वाहा, ॐ उदानायस्वाहा,** એ પાંચ મંત્રોવડે પ્રત્યેક મંત્રે એક એક એમ પાંચ આહુતિ ઘી અથવા દૂધવાળા ભાતની પ્રાણુને આપવી. ને ત્યારપછી રુચિપ્રમાણે જમવું. પાત્રનો સ્પર્શ તથા મૌન એ પ્રાણાહુતિપર્યંત આવશ્યક છે. પછી રાખવાં કે ન રાખવાં તે સ્વેચ્છાપર છે. જમી રહ્યાપછી જમણા હાથમાં પાણી લઇ **ॐ अमृतापिधानमसिस्वाहा** એ મંત્રવડે અર્ધું પાણી પી જઇ અર્ધું જે ઠેકાણે બલિદાન મૂકેલ છે તે ઠેકાણે પિતૃતીર્થની રીતે એટલે અંગુઠા તથા તર્જનીના મધ્ય ભાગવડે રેડવું. પછી હાથ ... મોં ધોઈ સોળ કોગળા કરી બે આચમન લેવાં.

## ॥ નથુરામશર્માકૃત પુસ્તકો.

| | પ્રકટકર્ત્તાનું નામ. | મૂલ્ય. રૂ. આ. પા. |
|---|---|---|
| [illegible]ા. | રા.રા.કહાનજી ધર્મસિંહ મુંબઈ. | ૧—૪—૦ |
| [illegible]ગ કૌસ્તુભ. (છપાયછે) | ,, પુરૂષોત્તમ કહાનજી જુનાગઢ. | ૧—૪—૦ |
| પાતંજલ યોગદર્શન. | ,, | ૧—૮—૦ |
| સાંખ્યદર્શન. | ,, | ૧—૮—૦ |
| સ્વરોદય. | રા.રા.ગોવિંદજી ડાહ્યાભાઈ પોરબંદર. | ૦—૫—૦ |
| યોગપ્રભાકર. | ,, પુરૂષોત્તમ કહાનજી જુનાગઢ. | ૦—૩—૦ |
| મનુષ્યમિત્ર. (અપ્રાપ્ય.) | ,, વછરાજ જુડાભાઈ જાફરાબાદ. | ૦—૧૦—૦ |
| સ્વાભાવિકધર્મ. (અપ્રાપ્ય). | ,, પુરૂષોત્તમ કહાનજી જુનાગઢ. | ૦—૧૦—૦ |
| શ્રીયજુર્વેદનું આહ્નિક પ્રકાશ. પાંચમી આવૃતિ. | શ્રીમાન્ ઠાકોર સાહેબ. લીંબડી. | વિના મૂલ્યે. |
| શ્રી યજુર્વેદની સંધ્યા. | રા.રા. ગણપતિરામ નાનાભાઈ. પોરબંદર. | |
| શ્રી ઋગ્વેદની સંધ્યા. | ,, ,, કહાનજી જીવણરામ. | ,, |
| શ્રી સામવેદની સંધ્યા. | ,, ,, | ,, |
| શ્રી અથર્વવેદની સંધ્યા. | ,, ગોવિંદજી ડાહ્યાભાઈ | ,, |
| શ્રી લઘુસંધ્યાનો ખરડો ત્રીજી આવૃત્તિ. | ,, ,, | ,, |
| શ્રીઉપદેશગ્રંથાવલિ. અં. ૪. | ,, વડાલજી કુબેરજી. ભિલખા. | |
| શ્રી સંધ્યારહસ્ય. | ,, | ,, |
| શ્રી ઋગ્વેદનું આહ્નિક. | શ્રીમાન્ ઠાકોર સાહેબ. લીંબડી. | |
| શ્રી સામવેદનું આહ્નિક. | ,, ,, ,, | ,, |
| શ્રી અથર્વવેદનું આહ્નિક. | ,, ,, ,, | ,, |

**સૂચના:**—પુસ્તક મગાવનારે તે તે પુસ્તકના પ્રકટકર્ત્તાને લખી જોઇતુ પુસ્તક મંગાવવું. વિના મૂલ્યે જે પુસ્તકો અપાયછે, તેને માટે તેમના તરફ પોસ્ટેજ અર્ધાઆના વ[illegible]ા ટિકિટ મોકલવી. ને તે સિ-[illegible]ગો માટે મૂલ્ય તથા પો[illegible] મોકલવું.